લગીના મુખ્ય ત્રણ સ્વરૂપ થયા છે સં ૧૩૫૬ થી તે સં. ૧૬૫૬ સુધીનુ એક, સં ૧૬૫૬ થી તે ૧૮૫૬ સુધી બીજુ ને પછી ત્રીજુ પહેલુ તે ચોખ્ખુ ને બીજુ તે ભ્રષ્ટ થઈ રુપાતર પામેલુ છે એ એ મળીને જે સામાન્ય સ્વરૂપ તે જુની ગુજરાતી ભાષાનુ "

૬૧૬ પ્રાકૃત સસ્કૃત ગ્રથોને લોકભાષામા અવગત કરવા માટે તે પર ભાષામા ગદ્યગ્રથો-બાલાવબોધ આ શતકમાજ રચાયા

૬૧૭ આ નવીન અને ક્રાતિકારક પરિસ્થિતિમા પણ જૈનોએ પોતાના મદિરો, વ્યાપાર અને સાહિત્યરક્ષણ-સાહિત્યસેવા બને તેટલી અખડપણે યા પુનરુદ્ધાર રૂપે આબાદ જાળવવા પ્રયત્ન કર્યો છે જૈનોનું-ખાસ કરી ભાષાસાહિત્ય પૂર્વ શતકો કરતા આ શતકમા વધારે થયુ છે આ હકીકત વિશેષપણે હવે પછી વિચારીશુ

૬૧૮ સં ૧૩૫૬ મા અલાઉદ્દીન ખીલજીના લશ્કરથી તેના ભાઇ ઉલગખાન તથા નસરતખાને ગૂજરાત સર કર્યું પછીના વર્ષમા અલાઉદ્દીને રણથભોરનો કિલ્લો રાજા હમીર પાસેથી લઇ તેના ચોહાણના રાજ્યને ખતમ કર્યું (સં ૧૩૫૭ મા) પછી સં ૧૩૬૦ મા ચીતોડ પર ફત્તેહ કરી સ ૧૩૬૬-૬૮ મા તેણે જાલોરના ચોહાણ રાજા કાન્હડદેવ (કાન્હડદે પ્રબધ વાળા) પર ચડાઈ કરી તે રાજ્ય લઇ લીધુ (ઓઝા રા ઇ પૃ ૨૨૪, ૨૭૨)

૬૧૯ ગૂજરાતમા પાતશાહી સુલતાનના પ્રતિનિધિ (સુબા) તરીકે પાટણમા અલપખાન આવ્યો તેના સમયમા સં ૧૩૬૬ મા (શ્રી શત્રુજયાદિની યાત્રા કરનાર) શાહ જેસલે ખભાતમા પૌષધશાલા સહિત અજિતનાથનું વિધિચૈત્ય બધાવ્યુ[૪૨૫] પરતુ સં ૧૩૬૯ (એક પટ્ટાવલીના આધારે)મા (અને અચૂક ઉદ્ધાર વર્ષ સં ૧૩૭૮ પહેલા) આબુ પરના બે પ્રસિદ્ધ મદિરો નામે વિમલમંત્રીકૃત વિમલવસહિ અને તેજપાલમંત્રીકૃત લૂણગવસહિ-એનો મ્લેચ્છોએ ભગ કર્યો-

૪૨૫ જુઓ પ્રા૦ ગૂ૦ કા સગ્રહનું પરિશિષ્ટ-તેમાં આપેલ શિલાલેખ

આરંભ થયો હતો અને દિનપ્રતિદિન તે વિગ્નાર પામતું ગયું

૬૧૩ જૈન-શૈવ કે વૈષ્ણવ મંદિરો જમીનદોસ્ત થયા-તેની જગાઓ મસીદોએ લેવા માંડી-તેના સુંદર પથ્થરો-કારીગીરીના નમુનાઓ મસીદો બાંધવામાં વપરાયા ગન્યવ્યવસ્થા બદલાતા ગૂર્જર દેશના ભાગના પડયા-ગૂજરાતની સ્થિતિ છિન્નભિન્ન થઇ ગઇ જાનમાલની સલામતીને માટે લોકોને પગલે પગલે ભય રહેવા લાગ્યો. વેપારમાં એક સ્થળેથી બીજે સ્થળે માલ લઇ જવામાં કે મંગાવવામાં લુટારાઓના ત્રાસથી અનેક પ્રતિબંધો આવ્યા

૬૧૪ આ પરિણામે સંસ્કૃત અને પ્રાકૃત આદિ પ્રાચીન ભાષાઓને જે મહત્ત્વ અપાતું હતું તે ગયું તેના ઉત્તેજકો હિંદુ રાજાઓ અને હિંદુ મંત્રીઓ જતા તેના કવિ પંડિતોનો લય થયો બ્રાહ્મણવર્ગનું દેશભાષાનું સાહિત્ય આ કાળમાં મંડાયું, આગળ પણ લૌકિક સાહિત્ય લોકભાષામાં રચાતું હતું, પણ આ સમયમાં તો ધાર્મિક કથાનકો અને જ્યોતિષ, કર્મકાંડ વગેરે સર્વ દેશભાષામાં ઉતરવા માંડયું પ્રાચીન પઠનપાઠન બંધ થયું તામ્રપત્રો પુરા થઈ ગયા ગ્રંથભંડારો ભોંયરામાં પુરાયા

૬૧૫ ગૂર્જરદેશ અટુલો પડયો-રાજપુતાના-માલવા આદિ દેશ સાથેનો સંસર્ગ તુટી ગયો, એટલે ભાષા અપભ્રંશ ભાષા તે સર્વ દેશોમાં લગભગ એકસરખી વપરાતી હતી અને સર્વગમ્ય હતી તે ભાષાના તે તે દેશમાં અલગ અલગ રૂપાંતરો થયા, અને આ સમયથી આ સર્વગત ભાષા આ ગૂર્જર દેશમાં રહી ગૂજરાતી દેશી ભાષાનું રૂપ લેવા લાગી નર્મદ કવિ ગૂજરાતી ભાષાનો પ્રથમ યુગ આ સમયથીજ પાડે છે તે જણાવે છે કે "સંવત્ ૧૩૫૬ પછી મુસલમાની હાકમીમાં ગુજરાતની તે ગુજરાતી-એવી રીતે ગુજરાતી ભાષા પ્રસિદ્ધિમાં આવી બ્રાહ્મણ કે ગોરજી (જૈન સાધુઓ) એમણે સંસ્કૃત ટાળી ગુજરાતીમાં આખ્યાન તથા વાર્તા અને રાસા લખ્યા -વિશેષે પદ્ય-અને ગદ્ય પણ ખરું એ ગુજરાતી ભાષાના આજ

પણ જૈનધર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધાવાળા ત્રિસંગમપુરમાં રાજ્યકર્ત્તા રાણા મહિપાલદેવ ( દાના રાજ્યના પૂર્વજ ) પાસેથી તે ખાણમાંથી સરસ ફ્લહી-પાષાણની લાંબી પાટો મેળવી તેમાંથી પ્રતિમા ઘડાવી સં ૧૩૭૧ માં પોતાના પિતા દેસલને સંઘાધિપતિ કરી સમરાશાહે પોતાના બંધુઓ આદિ સહિત સંઘ કાઢી ત્યાં ઉપકેશ ગચ્છના (યક્ષદેવ-કક્ક-સિદ્ધ-દેવગુપ્તસૂરિ શિષ્ય સિદ્ધસૂરિ[૪૨૮] પાસે આદીશ્વરની પ્રતિષ્ઠા કરાવી ત્યાંથી ગિરિનારની યાત્રા કરી કે જ્યાં તેમને ત્યાંના રાજા મહીપે ( મહિપાનદેવે ) માન આપ્યું દેવપટ્ટણમાં મુગ્ધરાજ રાજાએ, દીવમાં તેના સ્વામી મૂલરાજે સન્માન કર્યું ત્યાંથી શત્રુંજય પુનઃ આવી પાટણ સંઘસહિત આવ્યા દેશલશાહે સં ૧૩૭૫માં પુનઃ મહાયાત્રા કરી સમરસિંહ દિલ્લી સુલતાનના આમંત્રણથી જતાં ત્યાં કુતુબુદ્દીન બાદશાહે માન આપ્યું, ને પછી તેના પુત્ર સુલતાન ગ્યાસુદ્દીને શાહના કહેવાથી ત્યાં બંદી તરીકે રાખેલ પાડુદેશના સ્વામી વીરવલ્લ (બીરમલ)ને મુક્ત

૪૨૮ છતાં સં ૧૪૯૪ માં રચાયેલ ગિરનારપરના વિમલનાથ પ્રાસાદની પ્રશસ્તિમાં, પં વિવેકધીર ગણિએ સં ૧૫૮૭ માં રચેલા શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધમાં, નયસુંદરના સં ૧૬૩૮ ના શત્રુંજય રાસમાં અને એને અનુસરતા પાશ્ચાત્ય લેખકોએ રત્નાકરસૂરિએ પ્રતિષ્ઠા કરનાર જણાવ્યા છે. કક્કસૂરિએ નાં૦ પ્રબંધમાં સંઘમાં બૃહદ્ગચ્છના રત્નાકરસૂરિ આવ્યા હતા, એમ જણાવ્યું છે તે રત્નાકરસૂરિ અને વૃદ્ધતપાગણમાં થયેલ રત્નાકરગચ્છના પ્રવર્તક રત્નાકરસૂરિ એ બંને એક હોય તો પણ સં ૧૩૭૧ માં શત્રુંજય તીર્થના મૂલનાયક આદીશ્વરની પ્રતિષ્ઠા કરનાર ઉપકેશ ગચ્છના સિદ્ધસૂરિજ જણાય છે બાકી આ પ્રસંગમાં રત્નાકરસૂરિએ અન્ય પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હોય એમ સંભવી શકે પંડિત લાલચંદ 'જૈનયુગ ૧ ૨૫૯ વિવિધ તીર્થકલ્પમાં શત્રુંજય કલ્પ (રચ્યા સં ૧૩૮૫) માં જિનપ્રભસૂરિએ આ ઉદ્ધારનો સં ૧૩૭૧ આપ્યો છે—

વૈક્રમે વત્સરે चन्द्रहयाग्नीन्दुमिते सति।
श्रीमूलनायकोद्धार साधु श्री समरो व्यधात्॥

મૂર્તિઓ તોડી હતી, તેમજ તે વર્ષ એટલે સં. ૧૩૬૯ માં શત્રુંજય પર્વત પરના અધિરાજ આદીશ્વરની પ્રતિમાનો ભંગ કર્યો હતો (સમકાલીન જિનપ્રભકૃત શત્રુંજયકલ્પ રચના સમય સં. ૧૩૮૫)

૬૨૦ 'હવે તો નવીન જ વાત છે કે જે દહાડામાં ક્ષત્રિયો ખડ્ગ લેઇ શકતા નથી, સાહસિકોના સાહસ ગળી જાય છે તેવા વિકટ સમયમાં જિનધર્મની વનમાં સમરસિંહે દેખાવ દીધો' ૪૨૬ તે સમરસિંહ ઓસવાળ જૈન હતો. તેનો પૂર્વજ સલખણ પાલ્હણપુરનો વાસી હતો. સલક્ષણનો પૌત્ર દેસલ પાટણવાસી થયો. તેના ત્રણ પુત્રો નામે સહજપાલ, સાહણ, અને ઉક્ત સમરસિંહ. સહજપાલે દક્ષિણમાં દેવગિરિ (દોલતાબાદ)માં ચોવીસ જિનાલયમાં પાર્શ્વજિનને મૂલ નાયક તરીકે સ્થાપ્યા. સાહણ ખંભાતમાં રહીને પૂર્વજોની કીર્તિ વિસ્તારતો હતો, જ્યારે સમરસિંહ પાટણમાં પિતા સહિત રહેતો હતો, અને અલપખાનની સેવા (ઉચ્ચ અધિકારી તરીકે) કરતો હતો. શત્રુંજય પરની દુર્ઘટના સાંભળી તેના ઉદ્ધારની પ્રતિજ્ઞા કરી અલપખાન પાસે જઇ જણાવ્યું 'અમારી આશાના આધારભૂત સ્વામી! હિંદુઓની હજ ભાંગી નાખી છે, એથી દુનિયા નિરાશ થઈ છે વગેરે' ૪૨૭ખાને તેને માન આપી તીર્થ માંડવાનું ફરમાન કરી આપ્યું, ને તે માટે મલેક અહિદરને આદેશ કર્યો.

૬૨૧ સમરસિંહે આરાસણની ખાણના સ્વામી મહેશ્વર છતા

---

૪૨૬ હિવ પુણુ નવીય જ વાત જિણિ દીહાડઇ દોહિલઇ,
ખત્તિય ખગ્ગુ ન લિંતિ, સાહસિયહ સાહસુ ગલઇ,
તિણિ દિણિ દિન્નુ દિકખાઉ, સમરસીહિ જિણધમ્મવણિ,
તસુ ગુણ કરઉં ઉજ્જોઉ, જિમ અંધારઇ ફટિકમણિ
—અંબદેવસૂરિનો સમરા રાસો સં. ૧૩૭૧

૪૨૭ સામિય! એ નિસુણિ અરદાસિ આસાલંબણુ અમ્હતણુઉ એ,
ભઇલી એ દુનિય નિરાસ, હજ ભાગીય હીંદૂઆ તણી એ
—એજન

વર્ષના બીજા લેખમા તે રાજાએ આબુની યાત્રાએ આવનાર યાત્રિકો ઉપરનો કર બાઇશ્રી નામલદેવીના પુણ્યાર્થે માફ કર્યાની હકીકત છે અને ત્રીજા સ ૧૩૭૩ ના લેખમા દેલવાડાના જૈન મ દિરોના પૂજારીઓ પરનો કર માફ કર્યાની હકીકત છે વળી આ લેખોમા આ આજ્ઞાઓ પોતાના પછીના સ્વવશજ વા પરવશજ રાજાઓ પાળે એવી તેમા પ્રાર્થના કરેલી છે

૬૨૪ આબુ પરના ઉક્ત બને મ દિરોનો સ ૧૩૭૮ મા ઉદ્ધાર થયો-વિમલવસહિનો ઉદ્ધાર મહણસિંહ પુત્ર શા લ૯ન (=લાલિગ) અને શા ધનસિંહના પુત્ર શા વીજડ-આ બ ને પિત્રાઇ ભાઇઓએ કરાવ્યો, અને લુણિગવસહિનો જીર્ણોદ્ધાર ચ ડસિહ પુત્ર સંઘપતિ પીથડે કરાવ્યો.[430] વળી ત્યા એજ સ ૧૩૭૮ નો લેખ છે તેમા જણાવ્યુ છે કે 'શ્રીમાળી જ્ઞાતીય એતલે ભગાન તર આ મહાવીર બિંબ કરાવ્યુ' તેમજ બીજાઓએ જુદા જુદા મ દિરો-દેવકુલિકાઓ કરાવી આમ મુસલમાનોએ પોતાના મહા-મહા તીર્થોને કરેલુ નુકશાન પાછળથી જૈનોએ સમારકામ કરાવી-પુનરૂદ્ધાર કરી ટાળ્યુ, તો પણ પાટણ આદિ શહેરોના હીંદુ જૈન મ દિરો ભગ્નાવશેષ થયા

---

૪૩૦ જુઓ જિનપ્રભસૂરિના તીર્થકલ્પમાંનો અર્બુદ કલ્પ —

तीर्थद्वयेऽपि भग्नेऽस्मिन् दैवान्म्लेच्छै प्रचक्रतु ।
अस्योद्धारं द्वौ शकाब्दे वह्निवेदार्कसमिते ( १२४३ ) ॥
तत्राद्य तीर्थस्योद्धर्त्ता लल्लो महणसिहभू ।
पीथडस्त्वितरस्याभूद् व्यवहृच् चडसिहज ॥

લાલિગ અને વીજડે કરાવેલા જીર્ણોદ્ધાર સબધીની એક વિસ્તૃત પ્રશસ્તિ ત્યા કોતરી કાઢેલી હજુ મળે છે તેમા તે બ ને પિત્રાઇઓનો વિસ્તૃત ઇતિહાસ મળે છે લુણિગવસહિના નવ ચોકિયાના અગ્નિકોણ તરફના સ્તભ ઉપર એક સ સ્કૃત પદ્ય છે તેમા સ ઘપતિ પેથડે પોતાનુ ધન ખર્ચીને લુણિગવસહિનો ઉદ્ધાર કર્યાનો ઉલ્લેખ છે -કલ્યાણવિજયજીનો લેખ નામે 'આબુના જૈન શિલાલેખો' તા ૧૯-૨૦-૨૭ નું 'જૈન'

કર્યો બાદશાહના ફરમાનથી ધર્મવીર સમરે મથુરા અને હસ્તિનાપુરમાં સંઘપતિ થઈ જિનપ્રભસૂરિ (જુઓ પારા ૬૦૨) સાથે તીર્થયાત્રા કરી

૬૨૨ પછી ગ્યાસશાહ તિલંગ દેશમાં આમદીનના પુત્ર ઉલૂખાનના આશ્રિત થયા. ખાને પણ સમરને વિશ્વાસપાત્ર પોતાના ભાઈ તરીકે સ્વીકારી તિલંગ દેશનો સ્વામી (સૂબો) બનાવ્યો હતો. ત્યાં તુર્કોથી બંદી તરીકે પકડાયેલ પુષ્કળ મનુષ્યોને તેણે મૂકાવ્યા, શ્રાવકોના કુટુંબોને ત્યાં સ્થાપી ઉરંગલપુરમાં જિનાલયો કરાવી ધર્મપ્રભાવના કરી સમરસિંહ સં. ૧૩૯૩ પહેલાં તે લગભગ સ્વર્ગસ્થ થયા, કે જે વર્ષમાં કંજરોટપુરમાં રહી ઉપર્યુક્ત સિદ્ધસૂરિના શિષ્ય પટ્ટધર કક્કસૂરિએ તે સમરસિંહનો ચરિતાત્મક ગ્રંથ નામે નાભિનંદનોદ્ધાર પ્રબંધ પૂરો કર્યો.[૪૨૯]

૬૨૩ આબુપર 'ભંગ' થયો ત્યાર પછી સં. ૧૩૭૨ અને ૭૩ ની, વિમલવસહિ, મહાવીરમંદિર અને વિમલહસ્તિશાળા—આ ત્રણેની વચ્ચે જે મોટો મંડપ આવેલો છે તેમાં કેટલાક રાજકીય શાસન લેખોવાળી સુરહિઓ (સુરભિઓ—ગાયો) છે, કે જેમાં ચંદ્રાવતીના રાજાઓએ અવારનવાર આબુના જૈન દેહરાઓના રક્ષણની અને યાત્રિકો પાસે યાત્રાકર જેવા કોઈ પણ લાગા નહિ લેવાની પ્રતિજ્ઞાઓના લેખો કોતરાવેલા છે. આમાં ૩ લેખો ચંદ્રાવતીના મહારાજ દેવડા લુંઢાજ (હાલના સિરોહીના 'મહારાવ'ના પૂર્વજ) ના છે, તેમાં સં. ૧૩૭૨ ના એક લેખમાં આદિનાથ (વિમલવસહિ) અને નેમિનાથ (લુણિગવસહિ) ઉપરના અમુક લાગા માફ કર્યાની હકીકત છે તેજ

૪૨૯ જૂઓ "અંબદેવસૂરિકૃત સમરારાસો (પ્ર. પ્રા. ગૂ. કા. સં., જૈ. ઐ. ગૂ. સંચય) અને કક્કસૂરિકૃત નાભિનંદનોદ્ધાર પ્રબંધ (પ્ર. હે. ગ્રં.) અને તે બંને પરથી અનેક એ. ટિપ્પણો સહિત ઘણી કાળજી અને પરિશ્રમથી પંડિતશ્રી લાલચંદ ભગવાનદાસ ગાંધીનો લખેલો લેખ નામે 'શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધારક સમરસિંહ (તિલંગ દેશનો સ્વામી)' જૈનયુગ વર્ષ ૧ પૃ. ૧૦૨, ૧૮૩, ૨૫૫, ૪૦૩

૧૨૫ એક ગચ્છ પટ્ટાવલીની પત્રવાડે વિ. સં ૧૩૭૧, ૭૭ મા દુર્ભિક્ષયોગે ગૂર્જર જ્ઞાતીય મંત્રી ભીમે (અન્ન દાન) આપ્યું એમ જણાવ્યું છે આબુ પર જે ભીમાશાહનું દેરું-ભીમવિહારપ્રાસાદ કહેવાય છે તે કરાવનાર આ સાહ ભીમ હોય તેમ જણાય છે

૧૨૬ સં ૧૩૯૪ માં મંત્રી વિમલના વંશમાં થયેલા મંત્રી અભયસિંહના પુત્ર મંત્રી જગસિંહ અને તેના પુત્ર મંત્રી ભાણકે વિમલવસહિકામાં અંબિકા દેવીની મૂર્તિ કરાવી

૧૨૭ હવે સાહિત્ય પ્રવૃત્તિ જોઇએ—સં ૧૩૬૧ માં નાગેન્દ્રગચ્છીય ચંદ્રપ્રભ શિષ્ય મેરુતુંગસૂરિએ વર્ધમાનપુર (વઢવાણ) માં પાંચસર્ગમાં-પ્રબંધ ચિંતામણિ ગ્રંથ રચ્યો (પી ૩, ૮૬, વે૦ નં ૧૭૫૩ ગુ૦ ભા૦ મહિન રામચંદ્ર દીનાનાથ, અમૃ ભા૦ જિ૦ ૪૦ સન ૧૯૦૭) જેમાં ઇતિહાસના તત્ત્વ હોય છે તેવા પ્રબંધ લખવાનો પ્રારંભ હેમાચાર્યથીજ થઇ ગયો હતો "જૈન ગ્રંથકારોએ ચરિત્રો લખવાની પદ્ધતિ વિશેષ પ્રચલિત કરી છે લગભગ પોતાના સમયના ભોજ કુમારપાલ જેવા રાજાઓ, વસ્તુપાલ તેજપાલ જગડુશા જેવા શ્રીમંતો અને માઘ વગેરે કવિઓના ચરિત્રોમાં તેઓએ સારો રસ લીધો છે-આ હેમચંદ્રાચાર્યના સમયથી ઉદ્ભવેલી આ પ્રવૃત્તિના ઉદાહરણોમાં ચૌદમા સૈકાના 'પ્રબંધ ચિન્તામણિકાર મેરૂતુંગાચાર્ય વગેરે ગણાવી શકાય" "હેમચંદ્રે દ્વયાશ્રય સંસ્કૃતમાં મૂલરાજથી સિદ્ધરાજ જયસિંહ સુધીનો ઇતિહાસ, અને પ્રાકૃત દ્વયાશ્રયમાં કુમારપાલનો ઇતિહાસ આપ્યો,-તેમજ પરિશિષ્ટ પર્વમાં શ્રી મહાવીર પછી થયેલ સુધર્માથી વજ્રસ્વામી પર્યન્તના આચાર્યો તથા ચંદ્રગુપ્ત સંપ્રતિ વગેરે જૈન રાજાઓનો ઇતિહાસ આપ્યો ત્યાર પછી ઐતિહાસિક ચરિત્ર-પ્રબંધ રચવાની પ્રવૃત્તિ ચાલુ થઇ વસ્તુપાલ (અને તેજપાલ) સંબંધી લખાયેલા વસન્તવિલાસ આદિ અનેક ગ્રંથો અગાઉ જણાવાયા છે, તેરમા શતકમાં કુમારપાલ પ્રતિબોધ, કુમારવિહાર પ્રશસ્તિ, કુમારવિહાર શતક, કુમારપાલ ચરિત્ર રચાયા, ને

ક્ષેત્રપાળ વગેરે આમાં મુખ્ય ગદ્ય અને વચ્ચે વચ્ચે પદ્ય છે તેમાં શ્રી ધર્મદેવે વૃત્ત-છંદોથી મહાપ્ર કરી હતી અને તેનો પ્રથમાદર્શ ગુણચંદ્ર ગણિએ લખ્યો હતો 'રાજનગરિનીના ૮૩ પર લખાયેલ છે આધુનિક પાશ્ચાત્ય વિદ્વાનોએ આ ગ્રંથને વિશ્વસનીય માન્યો છે ગૂજરાતના ઇતિહાસને માટે તો કેવલ આ એક આધારભૂત ગ્રંથ ગણી૪૩૧ ફૉર્બ્સે રાસમાળામાં તેનો પુષ્કળ ઉપયોગ કર્યો છે'

૬૨૯ મેરૂતુંગે રચેલા બીજા ગ્રંથોમાં ઐતિહાસિક વિગત પૂરી પાડતો વિચારશ્રેણિ-સ્થવિરાવલી છે, તેમાં ગૂજરાતના રાજાઓના રાજત્વકાલનો પત્તો મળે છે તથા વિક્રમાદિત્ય અને મહાવીર વચ્ચે ૪૭૦ વર્ષનું અંતર છે તેનો નિશ્ચય કર્યો છે-વળી કાલકાચાર્ય, હરિભદ્ર અને જિનભદ્રના પણ આમાં સ્તાત છે (વે૦ ૯. ૧૧૫૬ પ્ર૦ જૈ સા સંશોધક ખંડ ૨ અંક ૩-૪) વળી તે ઉપરાંત મહાપુરૂષચરિત (અપરનામ ઉપદેશશતી) રચેલ છે (પી ૩, ૨૧૬, પી ૬, ૪૩, વેબર ૨, ૧૦૭૪ ન ૧૯૮૬) તેમાં ઋષભ, શાંતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને વર્ધમાન એ જૈન તીર્થંકરોના તેમના પૂર્વભવો સાથેના, તેમજ બીજાના ચરિત્રો છે

૬૩૦ સ ૧૩૬૫ માં તાડપત્ર પર લખાયેલ પલ્લીવાલગચ્છના મહેશ્વરસૂરિકૃત કાલિકાચાર્ય કથા (પ્રા) તથા નાગેન્દ્રગચ્છના સમુદ્રસૂરિના હસ્તદીક્ષિત શિષ્ય વિજયસિંહસૂરિની રચેલ પ્રા ભુવનસુંદરી કથા ખ નાતિનાથના ભંડારમાં છે (પી ૧, ૨૯, પી ૧, ૩૯) સં ૧૦૨૮માં વાદિ દેવસૂરિ સંતાને વિજયચંદ્રસૂરિ પટ્ટધર માનભદ્રસૂરિ શિ વિદ્યાકર ગણિએ વિજયચંદ્રસૂરિની તેમજ વિદ્યાગુરૂ હરિભદ્રસૂરિની કૃપાથી હૈમવ્યાકરણ બૃહદ્વૃત્તિની દીપિકા ઉદ્ધરી (ખેડા સઘ ભ) સ ૧૩૭૨ માં ધંધના કુલમાં પરમજૈન ચંદ્ર ઠક્કુરના પુત્ર ફેરૂએ પ્રા માં ત્રણ ભાગમાં કારિકાવાળો વાસ્તુસાર નામનો ગ્રંથ રચ્યો (કા વડો ન ૬૮) આ ગ્રંથકારે જ્યોતિષ્સાર, દ્રવ્યપ-

૪૩૧ જિનવિજયનો લેખ હિંદી 'કુમારપાલ ચરિત'ની હિંદી પ્રસ્તાવના

૬૩૬ આ શતકમા ધનપ્રભસૂરિ શિષ્ય સર્વાનન્દસૂરિએ જગડૂ ચરિત રચ્યુ (બુહૂ ૨ ન ૨૮૪ મુદ્રિત જુઓ ટિપ્પણ ન. ૪૧૨) અચલગચ્છીય ભુવનતુગસૂરિએ ઋષિમડલપર વૃત્તિ (સ ૧૩૮૦ પહેલા જે ૧૨૬, જે પ્ર ૫૪) આતુરપ્રત્યાખ્યાન અને ચતુશરણ પર વૃત્તિઓ રચી જિનપ્રભસૂરિ કે જેમણે સસ્કૃત, પ્રાકૃત તેમજ અપભ્રશ એમ ત્રણે ભાષામા મળીને અનેક ગ્રથ રચ્યા તેમના સબધી અગાઉ કહેવાઇ ગયુ છે (પારા ૬૦૨ થી ૬૦૪)

૬૩૭ **જૂની ગૂજરાતીનુ સાહિત્ય** – સ ૧૩૫૮મા લખાયેલ કાગળની પ્રતમા નવકાર વ્યાખ્યાન તથા સ ૧૩૬૯ મા લિખિત તાડપત્રની પ્રતમા અતિચારના સબધી ગૂજરાતી ગદ્યમા લખેલ પ્રતો પટણના ભડારમા છે (મુદ્રિત પ્રા૦ ગૂ કા સગ્રહ)

૬૩૮ સ ૧૩૬૩ મા કોરટામા પ્રજ્ઞાતિલકસૂરિ (શિષ્ય ?) એ કચ્છૂલી રાસ રચ્યો છે કચ્છૂલી નામ આબુ પાસે ગામ છે તેનું વર્ણન છે તેમા કેટલીક ઐતિહાસિક સિનાઓ છે વિધિ માર્ગના શ્રીપ્રભસૂરિ (ધર્મવિધિપ્રકરણના કર્તા) થયા તેના શિષ્ય માણિક્યપ્રભસૂરિએ કચ્છૂલિમા પાર્શ્વજિન ભુવનની પ્રતિષ્ઠા કરી માણિક્યપ્રભસૂરિએ પોતાની પાટપર ઉદયસિંહસૂરિને સ્થાપ્યા તે ઉદયસિંહે ચડ્ડાવલિ (ચદ્રાવતી)ના રાઉલ ધ ધલો દેવની સમક્ષ મત્રનાદિ મત્રથી હરાવ્યો તેણે પિડવિશુદ્ધિવિવરણ, ધર્મવિધિ (વૃત્તિ) અને ચૈત્યવદન દીપિકા રચી અને તે સ ૧૩૧૩ મા સ્વર્ગસ્થ થયા પછી કમલસૂરિ, પ્રજ્ઞાસૂરિ, પ્રજ્ઞાતિલકસૂરિ થયા વગેરે

૬૩૯ સ ૧૩૬૫ મા તાડપત્રપર લખાયેલી ભુવનસુંદરી કથાની પ્રતો છેવટે દેશી ભાષામા લખવામા આવ્યુ છે કે 'સવત્ ૧૩૬૫ રત્ના દેવીએ મહ। સેઇ સાધુ ઓગરી' (પી ૧, ૩૯) સ ૧૩૬૮માં વસ્તિગ નામના કવિએ વિદ્યમાન વીશ તીર્થકર સ્તવ રચ્યું સ ૧૩૭૧ લગભગ નિવૃત્તિ ગચ્છના પાસડસૂરિ શિષ્ય અબદેવસૂરિએ સમરારાસો રચ્યો,

સં ૧૩૯૩ માં રત્નદેવગણિએ બૃહદ્ગચ્છના (માનભદ્રસૂરિ-હરિભદ્રસૂરિ શિષ્ય) ધર્મચંદ્રના કહેવાથી જૈનાચાર્ય જયવલ્લભકૃત પ્રાકૃત વજ્જાલગ્ગ (વિદ્યાલય સુદ્ર ૬, ૧ ૭૮૪) પર ટીકા (બુદ્ર ૮ ન ૪૨૦) રચી.

૬૩૪ આ ૧૪મા શતકના ઉત્તરાર્ધમાં તાડપત્રપર અનેક પુસ્તકોની પ્રતો લખાઇ કે તેમાંથી ઉપલબ્ધ થતી એ છે કે —

૧૩૬૫માં પલ્લી (પા)લ ગચ્છના મહેશ્વરસૂરિ શિષ્ય કાલિકાચાર્ય કથા (પી ૧, ૨૯) અને ભુવનસુંદરી કથા (પી ૧, ૩૯), ૧૩૬૮મા હેમાચાર્યકૃત અલંકાર સહિત કોશાનુશીલ (પી ૫, ૬૧) ૧૩૭૦મા સ્તંભતીર્થમાં રત્નાકરસૂરિના ઉપદેશથી હેમાચાર્યકૃત શબ્દાનુશાસન વૃત્તિ (પી ૫, ૧૧૦), ૧૩૭૮મા જિનકુશલસૂરિના ઉપદેશથી ખરીદાયેલ નૈષધકાવ્ય (જે ૧૪) તથા જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ ને તે પરની ચૂર્ણિ (જે ૩૩), ને મલયગિરિકૃત બૃહત્કલ્પ પીઠિકા (જે ૨૨) ૧૩૮૪મા અજિતપ્રભસૂરિકૃત શાન્તિનાથચરિત (પી ૫, ૧૨૩), ૧૩૮૯મા કલ્પચૂર્ણિ (જે ૩૭), ૧૩૯૦મા સ્તંભતીર્થમાં હેમાચાર્યકૃત છંદોનુશાસનવૃત્તિ અને કાવ્યાનુશાસનવૃત્તિ (પી ૫, ૧૩૫), ૧૩૯૧મા મલયગિરિકૃત વ્યવહારસૂત્ર ટીકા જિનપદ્મસૂરિના કહેવાથી સોમ શ્રાવક તરફથી (ભા ૪), ૧૩૯૩મા રત્નપ્રભકૃત અપભ્રંશમાં અંતરંગસંધિ (પી ૫, ૧૨૭), ૧૩૯૪મા રત્નપ્રભકૃત ઉપદેશમાલા વૃત્તિ (પી ૫, ૧૨૫), અને ૧૩૯૮મા પ્રા પ્રત્યેકબુદ્ધ ચરિત (પી. ૫, ૧૩૫) વગેરે

૬૩૫ આ સૈકાના ઉત્તરાર્ધમાં રુદ્રપલ્લીય ગચ્છના સ્થાપક અભયદેવસૂરિના શિષ્ય દેવભદ્રસૂરિ શિષ્ય શ્રી તિલક ઉપાધ્યાયે દેવભદ્રસૂરિના પટ્ટધર પ્રભાનંદસૂરિના પટ્ટધર શ્રીચંદ્રસૂરિ રાજ્યે ગૌતમપૃચ્છા પર વૃત્તિ રચી આ શ્રીચંદ્રસૂરિએ ચારુચંદ્ર, જિનભદ્ર અને ગુણશેખર એ ત્રણેને સૂરિપદવી આપી હતી અને તે ત્રણેએ શ્રી તિલકને ઉપાધ્યાય પદ આપ્યું હતું (વે ન ૧૬૦૦)

## પ્રકરણ ૭ મું.

### ગૂજરાતમાં મુસલમાનો.

### સં ૧૪૦૧ થી સં. ૧૪૫૮.

सुकईहि सं निबद्धा जहुत्तनायगा पसन्नपया ।
कस्स न हरन्ति हियय वरप्पबन्धा मियच्छिव्व ॥
य दिट्ठ सुकईहि सारसरस छेयाण पीइप्पग
थोव जेव हवेदि चिट्ठदि चिर कव्व रसालव्व त ।
ज गीयाइ पुणो हविज्ज सुबहु चिट्ठिज्ज थोवपि त
काल चिब्भडियाकलुव्व सुम्र लोएहि सव्वेहि वि ॥

—સુકવિ એટલે દૂતિઓથી રચેલ યથાર્થ ગુણવાળા નાયકનો પોતાના સ્વેચ્છિતવરમાં પ્રબંધ થયેલ છે એવી મૃગાક્ષીઓ કેનું ચિત્ત હરતી નથી? તેવીજ રીતે સુકવિઓએ રચેલ યથાર્થ ગુણવાળા નાયક જેમાં છે એવા ઉત્તમ પ્રબંધો કેનું ચિત્ત હરતા નથી?—સર્વનું હરે છે. (આ જયવલ્લભકૃત પ્રાકૃત સુભાષિતાવલીમાં પણ છે)

—જે કાવ્ય સુકવિઓથી સારરૂપ અને સરસ રચાયું છે અને નાગરિકોને પ્રીતિપદ છે તે થોડું પણ જો હોય તોયે લાંબા કાલ સુધી રસાલ (આમ્ર)ની પેઠે રહે છે, જ્યારે જે ગીત વગેરે ઘણાં હોય છતાં થોડા કાલ સુધી સર્વ લોકમાં સુલભ એવા ચીભડાના ફલની પેઠે રહે છે—તેનો આસ્વાદ થોડા કાલ સુધી લેવાય છે.

—નયચંદ્રસૂરિકૃત રંભામંજરીનાટિકા

૬૪૧ ઐતિહાસિક બનાવોમાં—સં ૧૪૪૪ માં ખ૦ જિનરાજસૂરિએ ચિતોડમાં આદિનાથની પ્રતિષ્ઠા કરી સં ૧૪૪૯ માં ખંભાતના શ્રીમાલી દુર્ગપતિશાહે ગિરનારના નેમિનાથ પ્રાસાદનો ઉદ્ધાર કર્યો એ બનાવ નોંધી સાહિત્યપ્રવૃત્તિ તરફ વળીએ.

૬૪૨ સં ૧૪૦૧ માં ઉત્તરાધ્યયન સૂત્ર વૃત્તિની ખ૦ જિનલબ્ધિસૂરિને ભેટ થયેલ તાડપત્રની પ્રત ભાં૦ ઇ૦ માં છે સં ૧૪૦૫

તેમા સ ૧૩૭૧ મા ઉપકેશગચ્છ સમરારાસે કરાવેલા શત્રુંજયપર મુખ્ય નાયક આદિનાથની મૂર્તિના ઉદ્ધારનું સમકાલીન વર્ણન છે આમા રાજસ્થાની ભાષાનો પ્રયોગ પણ જણાય છે ગૂજરાતી–રાજસ્થાની–હિંદી ભાષાનુ સામ્ય આ સમય સુધી પર્યંત હતુ તે આમાથી પરખાય છે ખ જિનપદ્મસૂરિએ સ્થૂલિભદ્ર ફાગ રચ્યો કે જે સૂરિ સ ૧૪૦૦ મા સ્વર્ગસ્થ થયા તે ફાગ ૨૭ કડીનુ ટુકુ કાવ્ય છે

૬૪૦ આ શતકમા ગૌતમ નામના કવિએ ચર્ચરિકા (સ્તુતિ-કાવ્ય) રચેલુ છે વળી અનાથિકુલક, અને ધના સધિ એ બે કાવ્યો પાટણના ભડારમા છે કે જે અપભ્રંશ સાથે મળતી જૂની ગુજ-રાતીમા છે

[ આ ગૃ૦ સાહિત્ય માટે જુઓ જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પૃ ૮ થી ૧૨, પ્રા ગૂ, કા મ ભદ ]



પહેલા ઉક્ત પ્રસિદ્ધ જિનપ્રભસૂરિએ તે મૂળ ગ્રંથ આ સૂરિને શીખવ્યો હતો.

૬૪૩ સં ૧૪૦૬ માં ખ૦ જિનચંદ્રસૂરિની શિષ્યા ગુણસમૃદ્ધિ મહત્તરાએ અંજણાસુન્દરી ચરિત્ર પ્રા માં ૫૦૪ શ્લોક પ્રમાણ જેસલમેરમાં રચ્યું (જે ૪૯, જે, પ્ર ૫૪, આ ચરિત માટે જુઓ શીલોપદેશમાલાવૃત્તિ પૃ ૨૮૧-૨૮૯) મેરૂતુંગે સં ૧૪૦૯ માં કામદેવચરિત (કા વડો) અને સં ૧૪૧૩માં સંભવનાથ ચરિત રચ્યાં.

૬૪૪ સં ૧૪૧૦ માં બૃહદ્‌ગચ્છના (પ્રસિદ્ધ વાદિ દેવસૂરિ-ભદ્રેશ્વર-વિજયેન્દુ-માનભદ્ર-ગુણભદ્ર કે જેણે મહમુદશાહ સુલતાનને શ્લોકના વિવેચનથી રંજિત કરતાં તેણે આપવા માગેલા 'સુવર્ણટંકાયુત' ને સ્વીકારેલ નહીં અને જે વ્યાકરણ, છંદસ્, નાટક, તર્ક, સાહિત્ય એ સર્વમાં નિષ્ણાત હતા તેના શિષ્ય) મુનિભદ્રસૂરિએ મુનિદેવસૂરિના રચેલા શાંતિનાથચરિતને અવલોકી પોતાનું નવું શાંતિનાથ ચરિત રચ્યું. રચનાના કારણમાં કવિ કહે છે કે જૈનેતરોએ રચેલાં પંચ મહાકાવ્યોને જૈનાચાર્યો પ્રથમાભ્યાસીઓ માટે વ્યુત્પત્તિની પ્રાપ્તિ અર્થે સતત ભણાવે છે તો સમ્યક્‌ત્વની વાસનાથી રચાયેલું જૈન-

---

જાવવા માટે સૂત્રો રચ્યાં સૂત્રોપર પ્રશસ્તકરદેવે ભાષ્ય રચ્યું તે ભાષ્ય પર ચાર વૃત્તિ થઇ વ્યોમશિવાચાર્યે વ્યોમવતી નામની, શ્રીધરાચાર્યે ન્યાયકંદલી એ નામની ઉદયનાચાર્યે કિરણાવલી નામની અને શ્રી વત્સાચાર્યે લીલાવતી નામની રચી તે પૈકી ન્યાયકંદલી પર પંજિકા રચવાનો આ જૈનાચાર્યે પ્રારંભ કર્યો આ ગ્રંથ તેમજ તેવા બીજા ગ્રંથો રચી તેમણે બતાવી આપ્યું કે જ્ઞાનચંદ્ર રત્નાવતારિકા ટિપ્પનમાં તેમને માટે જે વિશેષણો નીચેનાં આપ્યાં તે યથાર્થ છે

શ્રી રાજશેખરગુરુ ર્गरिमाऽविभान तर्कागमाम्बुधिमहार्घजलाभिषेकी।

ન્યાયકંદલી એ જૈનેતર ગ્રંથ હોવા છતાં તેનું પઠનપાઠન જૈન સાધુઓ કરતા હતા અને તેથી આ સૂરિએ તેપર પંજિકા રચી હતી એમ સ્પષ્ટ જણાય છે

આ મલધારી ગિરૂધારી અભયદેવસૂરિ સંતાનીય (નરચન્દ્રસૂરિ-પદ્મ-દેવ-શ્રીતિલકસૂરિના શિષ્ય) રાજશેખરસૂરિએ 'મૃદુગતથી સુશ્રાવકોને માટે' પ્રબન્ધકોશ (ચતુર્વિંશતિ પ્રબન્ધ) દિલ્હીમાં (મહમ્મદશાહથી ગૌરવ પામેલા અને દુર્ભિક્ષમાં દુઃખ હરનાર એવા જગતસિંહના પુત્ર ષડ્દર્શન પોષણું એવા) મહણસિંહની વસતિમાં રહીને રચ્યો. તેમાં ૨૪ ઐતિહાસિક પ્રબંધો છે-ભદ્રબાહુ અને વરાહમિહિર, આર્ય નંદિલ, જીવદેવસૂરિ, આર્ય ખપટાચાર્ય, પાદલિપ્ત, વૃદ્ધવાદિ અને સિદ્ધસેનસૂરિ, મલ્લવાદી, હરિભદ્ર, બપ્પભટ્ટી, હેમચન્દ્ર-એ આચાર્યો, તેમજ હર્ષકવિ, હરિહર કવિ, અમરચંદ્રસૂરિ, મદનકીર્તિ, સાતવાહન, વંકચૂલ, વિક્રમાદિત્ય, નાગાર્જુન, વત્સરાજ ઉદયન, લક્ષ્મણસેન, [illegible], મદનવર્મા, રત્નશ્રાવક, આભડ અને વસ્તુપાલ-ઉપર પ્રબંધ છે (પી. ૧૩૧૭-૧૯, પ્ર૦ પાટણ હૈ૦ ગ્ર૦ નં ૨૦) વળી કૌતુકકથા (અંતરકથા સંગ્રહ) રચેલ છે (બુદ્ ૪, નં ૨૫ ગુ ભા જૈ ધ) રાજશેખરકૃત કથાસાહિત્ય ઉપરાંત બીજા ગ્રંથો છે નામે સ્યાદ્વાદકલિકા-સ્યાદ્વાદ દીપિકા (બુદ્ ૪ નં ૨૭૮), રત્નાકરાવતારિકા પંજિકા (વે નં ૧૬૩૪), શ્રીધરકૃત ન્યાયકંદલી પર પંજિકા (પી ૩, ૨૭૨) ષડ્દર્શન સમુચ્ચય (પ્ર૦ ય૦ ગ્ર૦ નં ૧૭, જુઓ તેની પ્રસ્તાવના) કે જેમાં પદ્યમાં ૭ દર્શનો નામે જૈન, સાંખ્ય, જૈમિનીય, યોગ, વૈશેષિક અને સૌગત બૌદ્ધનું સંક્ષેપમાં માત્ર ૧૮૦ શ્લોકમાં વર્ણન કર્યું છે. આ સૂરિના નિર્દેશથી સાધુ પૂર્ણિમા ગચ્છના ગુણચંદ્રસૂરિ શિ૦ પંડિત જ્ઞાનચંદ્રે રત્નાકરાવતારિકા ટિપ્પન (વે નં ૧૬૩૫) રચ્યું ને તેમાં તે સૂરિએ સહાય કરી તેનાં દૂષણ કાઢી તેને સંશોધ્યું, તેમજ સં. ૧૪૧૦ માં મુનિભદ્રનું શાંતિનાથચરિત પણ સંશોધ્યું ઉપર્યુક્ત શ્રીધરકૃત ન્યાયકંદલી પર પંજિકા[૪૩૨] રચ્યા

૪૩૨ આમાં સૂરિ આરંભમાં જણાવે છે કે પૂર્વના કણાદ મુનિએ દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ છ પદાર્થ ઉપદેશ્યા, પછી તે મહર્ષિએ લોકપર અનુકંપા લાવી છ પદાર્થના રહસ્યનું તત્ત્વ સમ-

'મહાત્મા' તરીકે વખાણ પ્રાપ્ત કર્યાં હતા[૪૩૪] આ ચરિતનો પ્રથમાદર્શ પ્રમાણનિષ્ણાત અને કવિ મુનિ નયચંદ્રે લખ્યો હતો. આ ઉપરાંત જયસિંહે ભાસર્વજ્ઞ કૃત ન્યાયસાર (પ્ર૦ વિશ્વનાથ પ્ર વૈદ્ય સને ૧૯૨૧) કે જેમાં વૈશેષિક નૈયાયિક વેદાન્તી આદિ અમુક અમુક પ્રમાણો માને છે તેની ચર્ચા છે તથા પંચાવયવ હેત્વાભાસો તથા પદાર્થોનું નિરૂપણ છે તે પર ટીકા નામે ન્યાયતાત્પર્ય દીપિકા રચી (પ્ર શતીશચંદ્ર વિદ્યાભૂષણથી સંશોધિત રૉ એ એ મત ૧૯૧૦), વિશેષમાં નવું વ્યાકરણ રચ્યું હતું અને સારંગપંડિતને વાદમાં જીત્યો હતો એમ ઉક્ત નયચંદ્ર પોતાના હમ્મીર મહાકાવ્યના ૧૪મા સર્ગમાં જણાવે છે[૪૩૫] આ સારંગપંડિત તે શાકંભરીનો રાજા હમ્મીરરાજનો પંડિત, શાર્ઙ્ગધર પદ્ધતિ (વે ન ૧૨૨૮) નામનો સાહિત્યગ્રંથ રચનારે જણાય છે કે જેની સં ૧૪૧૯ની લખેલી પ્રત મળે છે, સં ૧૪૨૪માં ઉક્ત સોમતિલકસૂરિએ પણ કુમારપાલ ચરિત્ર (ગ છાણી) રચેલ છે તે કહેવાઇ ગયું છે (જુઓ પારા ૬૩૩)

૬૪૭ સં ૧૪૨૬માં રૂદ્રપલ્લીય ગચ્છના અભયદેવસૂરિ રાજ્યે, તે ગચ્છના (ગુણશેખર–ગુણચંદ્ર શિ૦) ગુણાકરે ભક્તામર સ્તોત્ર પર વૃત્તિ રચી (લીં બુદ ૨ ન ૩૦૨, પી ૫, ૨૦૭, વે ન ૧૮૧૭) સં ૧૪૨૭માં મદનસૂરિના શિષ્ય અને દિલ્હીના ફિરોઝ-

---

૪૩૪ प्रत्यब्दं दीनदुस्थोद्धृतिसुकृतकृते दीयमानं समानं
साक्षाद् दीनारलक्षं तृणमिव कटति प्रोज्झ्य निर्लोभभावात्,
एकः सोऽयं महात्मा न पर इति उपश्रीमदम्मदसाहे
स्तोत्रं प्राप्तः स तापं क्षपयतु भगवान् श्रीमहेन्द्रप्रभुर्न ॥

૪૩૫ षड्भाषा कविचक्रशक्रमरिलत्प्रामाणिकाग्रेसरं
सारंग सहसा विरंगमतनोद्यो वादविद्यानिधौ ॥२३॥
श्री न्यायसारटीकां नव्यं व्याकरणमथ च यः काव्यं ।
कृत्वा कुमारपालं पातअवियवेरिचनोऽपि ॥२४॥

કાવ્ય કેમ ઉત્કૃષ્ટ ન થાય તે માટે આ ચરિત રચ્યું છે. કવિ એટલું બધું અભિમાન ધરે છે કે જે વિદ્વાનો કાલિદાસની ઉક્તિમાં, ભારવિ, માઘપંડિતના બે મહાકાવ્યોમાં, હર્ષના અમૃત સૂક્તિવાળા નૈષધ મહાકાવ્યમાં પણ દોષોનું પ્રતિપાદન કરે છે તેઓ આ ભગવાન્ શાન્તિના ચરિતમાં વૃત્તના વિવર્જન વડે કેવલ ગુણોનું પ્રતિપાદન કરશે.' કવિએ પીરોજશાહ સુલતાનની રાજસભામાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી અને ઉક્ત રત્નશેખરસૂરિએ આ ચરિતને શોધ્યું હતું. જુઓ તેની પ્રશસ્તિ (પ્ર. ૫ પ્ર. નં. ૨૦). આ કાવ્ય મોટું છે. આ મુનિભદ્રે દેવેન્દ્રસૂરિની (સં. ૧૪૨૯ ની) પ્રશ્નોત્તર રત્નમાલાનું સંશોધન કર્યું હતું.

૬૪૫ સં. ૧૪૧૧ માં ખ. જિનેશ્વરસૂરિ શિષ્ય સોમકીર્તિએ અણહિલપુરપત્તને કાતંત્રવૃત્તિપંજિકા લખી-લખાવી (જે. ૧૨). સં. ૧૪૧૨ (રવિવિશ્વવર્ષે) માં ખંડિલ ગચ્છના કાલિકાચાર્ય સંતાનીય (ભાવદેવ-વિજયસિંહ-જિનદેવ-જિનદેવસૂરિ શિ.) ભાવદેવસૂરિએ પાર્શ્વનાથ ચરિત[૪૩૩] (પી. ૪, ૧૦૬; કાં. વડો. પ્ર. ય. ગ્રં. સને ૧૯૧૨) રચ્યું, વળી તેના રચેલા પ્રા. માં યતિદિનચર્યા (કાં. વડો.) અને અલંકાર સાર આઠ પ્રકરણમાં (કાં. વડો.) છે. કાલિકાચાર્ય કથાના રચનાર ભાવદેવસૂરિ (પી. ૧, ૩૦) પ્રાય આ હશે.

૬૪૬ સં. ૧૪૨૨ માં કૃષ્ણર્ષિ ગચ્છના મહેન્દ્રસૂરિ શિ. જયસિંહસૂરિએ ૧૩૦૭ શ્લોક પ્રમાણ પદ્યમાં કુમારપાલ ચરિત રચ્યું (વિ. નં. ૧૭૭; પ્ર. હી. હં. સને ૧૯૧૫, ને મુંબઈ ગોડીજી જૈન ઉપાશ્રય સં. ૧૯૨૬) કે જેની તાડપત્રની પ્રત ભાં. ઇ. માં છે. તેના ગુરુ મહેન્દ્રસૂરિએ મહમ્મદશાહ પાસેથી નિર્લોભ ભાવ માટે

૪૩૩ આનો સાર M. Bloomfield કૃત 'The Life and Stories of the Jain Savior Parsvanath' Baltimore 1919માં પ્રગટ થયો છે.

વિદ્વાન્ કવિ થયા તેમણે સં ૧૪૩૬ માં ઉપદેશચિંતામણિ સાવચૂરિ (પ્ર હી હ , વે૦ નં ૧૫૬૫), સં ૧૪૬૨ માં ખંભાતમાં પ્રબોધચિંતામણિ (પ્ર૦ જૈ ધ સભા) તથા ધમ્મિલચરિત્ર કાવ્ય (લીં પ્ર હી હ ) એ બંને, જૈનકુમારસંભવ (પ્ર ભી મા, વે નં ૧૫૬૫ અને ૧૭૨૧) આ ચાર મોટા ગ્રંથો અને શત્રુંજય ગિરનાર મહાવીર એમ ત્રણ પર સંસ્કૃત બત્રીશીઓ (પ્ર આ સભા) આત્મબોધકુલક (પ્રા૦), ધર્મસર્વસ્વ, ઉપદેશમાલાપર અવચૂરિ (વેબર નં ૨૦૦૩ અને પુષ્પમાલા પર અવચૂરિ, નવતત્ત્વ ગાથામાં (વિવેક ઉદે૦), ૧૭ શ્લોકમાં સં. અજિત શાંતિસ્તવ (પી ૧, નં ૩૧૬), સંબોધ સપ્તતિકા ( વે. નં ૧૬૯૦-૯૧ પ્ર ગૃ ભા સહિત આ૦ સભા સને ૧૯૨૨) આદિ અનેક ગ્રંથો રચ્યા આ ઉપરાંત નલદમયંતી ચંપૂ, કલ્પસૂત્ર પર સુખાવબોધ નામનું વિવરણ અને ન્યાયમંજરી નામના ગ્રંથો રચ્યાનું હી હ જણાવે છે તેણે ગૂ૦ ભાષામાં પણ કાવ્યો રચ્યા છે તે હવે પછી જોઈશું

૬૫૧ ઉક્ત આંચલિક મહેંદ્રપ્રભસૂરિના શિષ્ય પટ્ટધર મેરુતુંગ સૂરિએ સં ૧૪૪૪ માં કાતન્ત્ર વ્યાકરણપર સંસ્કૃત બાલાવબોધ વૃત્તિ રચી (વે નં ૨૨) તથા ષડ્દર્શન નિર્ણય કે જેમાં છ દર્શન નામે બૌદ્ધ, મીમાંસક સાંખ્ય, નૈયાયિક, વૈશેષિક અને જૈનની તપાસ -નિર્ણય કરેલ છે તે રચ્યો (વે નં ૧૬૬૬) તદુપરાંત સં ૧૪૪૯ માં સપ્તતિભાષ્ય પર ટીકા બનાવી તેમાં મુનિશેખરસૂરિએ રચવામાં ઉત્તેજન આપેલ હતું અને તેની અંતની પ્રશસ્તિમાં કર્તા પોતાના ગ્રંથો નામે મેઘદૂત સર્ગતિ, ઉક્ત ષડ્દર્શનસમુચ્ચય ને ઉક્ત બાલાવબોધ [illegible] વગેરેનો ઉલ્લેખ કરે છે (ડો૦ ભ ભાવ) તે [illegible] ભાષ્ય [illegible] શતકભાષ્ય, નમુત્થુણ પર ટીકા, મુ [illegible] ઉ [illegible] ટીકાઓ જેમાંજી પ્રબંધ રચેલ છે એમ [illegible] પ્રબંધમાં ઉમરકોટના જેસાજીએ ત્યાં મુનિ [illegible] ૭૨ દેવકુલિકાવાળો પ્રાસાદ

શીઘ્ર તપાખ્યાના મુખ્ય જ્યોતિષી મહેન્દ્રપ્રભસૂરિએ યંત્રરાજ નામનો ગ્રંથ (અમુક સિદ્ધિ થાય તે માટેના યંત્રો કેમ કરવા તે પર) પાંચ અધ્યાયમાં રચ્યો અને તેનાપર તેના શિષ્ય મલયેન્દુસૂરિએ ટીકા રચી (વિ નં ૨૫૫-૨૫૭, પ્ર૦ બનારસ સન ૧૮૮૨, ડે૰ આ ન ૨૯૦૫-૬, પીટર્સ ૧ પૃ ૬૧, ટીગિન પૃ ૩૫૧)

૬૪૮ સં. ૧૪૭૮ માં બૃહદ્ ગચ્છના (પછી થયેલ નાગોરી તપાગચ્છના) વજ્રસેનસૂરિ હેમતિલકસૂરિ શિ૦ રત્નશેખર સૂરિએ પ્રાકૃતમાં સિરિસિરિવાલ કહા—ચરિત્ર (શ્રીપાલ ચરિત્ર) રચ્યું (પી ૪, ૧૧૮, પી, ૩, ૨૦૩ પ્ર. દે૦ લા ન ૬૩) કે જે તેના શિષ્ય હેમચંદ્રે લખ્યું તે ઉપરાન્ત તે રત્નશેખરે પ્રાકૃતમાં છંદોકોશ રચ્યો, તેમાં પ્રાકૃત છંદો કેટલાક સુપ્રસિદ્ધ છે અને તેમાં તે છંદોના લક્ષણો—ગાથામાત્રાદિ આપ્યાં છે[૪૩૬] સં ૧૪૪૭ માં રચેલ ગુણસ્થાનક ક્રમારોહ સવૃત્તિ (બુહ્ ૮ ન ૩૭૬, વે. ન ૧૭૮૩, પ્ર જૈન આ સભા, રી૦ ૯, દે૦ લા ન ૩૮), ગુરુગુણષટ્ત્રિંશત્ષટ્ત્રિંશિકા, સંબોધસત્તરી (મુ), લઘુ ક્ષેત્રસમાસ સ્વોપજ્ઞ વિવરણ સહિત કે જે મલયગિરિની ટીકાનો આધાર લઈ કરેલ છે (પ્ર જૈ આ સભા ન. ૪૬, મૂળ બી મા૦ ના પ્રકરણ રત્નાકર ભાગ ૪, વે૦ ન ૧૫૯૨-૯૩, બુહ્ ૨, ન ૪૦૨), સિદ્ધયંત્રચક્રોદ્ધાર (ચુનીજી ભ કાશી) આદિ ગ્રંથો છે

૬૪૯ સં ૧૪૨૯ માં રુદ્રપલ્લીય ગચ્છના સંઘતિલકસૂરિના પટ્ટધર દેવેન્દ્રસૂરિએ વિમલચંદ્રસૂરિકૃત પ્રશ્નોત્તરરત્નમાલા પર વૃત્તિ (પી ૪, ૧૦૮ વેબર ન ૨૦૨૧) રચી કે જેમાં શીલોપદેશમાળા વૃત્તિકાર સોમતિલકને કર્તા પોતાના જ્યેષ્ઠ ગુરુબંધુ જણાવે છે, ને તે ઉપરાંત પ્રા૦ માં દાનોપદેશમાલા સંસ્કૃત ટીકાસહિત રચી (કા છાણી)

૬૫૦ આંચલિક મહેન્દ્રપ્રભસૂરિના શિષ્ય જયશેખરસૂરિ એક

---

૪૩૬ આ પર તેમના સંતાનીય ચંદ્રકીર્તિસૂરિએ ૧૭મા સૈકામાં ટીકા રચી છે (બુહ્ ૪, ન ૭૫, પી ૫, ૧૯૩

ગૈવેદ્યગોષ્ઠી સં ૧૪૫૫ માં અને તેજવર્ષમા–શક ૧૩૨૦ મા પૌ૦ (ચંદ્રપ્રભ–ધર્મઘોષ–ભદ્રેશ્વર–મુનિપ્રભ–સર્વદેવ–સોમપ્રભ–રત્નપ્રભ–ચંદ્રસિંહ–દેવસિંહ–પદ્મતિલક–શ્રીતિલક–દેવચંદ્ર–પદ્મપ્રભસૂરિ શિ૦) દેવાનન્દ–અપરનામ દેવમૂર્તિએ ક્ષેત્રસમાસ અને તે પર સ્વોપજ્ઞવૃત્તિ (કા નં. ભક્તિ૦ ભાન) અને ઉપર્યુક્ત સાધુરત્ને યતિજીત કલ્પ પર વૃત્તિ સં ૧૪૫૬ મા અને તે આસપાસ નવતત્ત્વ પર અવચૂરિ (વિ નં ૧૬૨૨) ની રચના કરી

૬૫૪ આ શતકમા સં ૧૪૬૦ આસપાસ કુમારપાલ ચરિત્રના કર્તા કૃષ્ણર્ષિ ગચ્છના ઉક્ત જયસિંહસૂરિના શિષ્ય પ્રસન્નચંદ્રના શિષ્ય નયચંદ્રસૂરિએ ૧૪ સર્ગનું 'વીરાંક' હમ્મીર મહાકાવ્ય અને રંભામંજરી નાટિકા રચ્યા તે સૂરિ ગ્વાલિયરના તોમર (તંવર) વંશી રાજા વીરમના દરબારના પ્રસિદ્ધ કવિ હતા ૪૩૭ હમ્મીર મહાકા

---

૪૩૭ વળી તે કવિ પોતાને માટે જણાવે છે કે —

छब्भासासुकवित्तजुत्तिकुसलो जो सारदादेवया–

दिन्नपोटवराय रायरसओ रायाण जो रंजगो ।

जो पुव्वाण कइण पयपहिओ एअस्स सो कारगो

विक्खाओ नयचंदणामसुकइ पीमेमरिज्जाणिहि ॥ १२ ॥

— [illegible] रंभामंजरी [illegible] ના પ્રસાદથી છ ભાષામાં સુકવિત્વની યુક્તિમા કુશલ [illegible] છે, વળી જે પૂર્વના કવિઓના માર્ગના પથિક [illegible] નિધિ નયચંદ્ર નામના સુકવિ આ પ્રબન્ધના કર્તા છે

[illegible] वक्रिमा ।

[illegible] हृदयम् ॥ १८ ॥

—( [illegible] અમર અમરચંદ્રના કાવ્યમા લાલિત્ય છે શ્રી હર્ષ [illegible] કવિના કાવ્યમા લોકોત્તર [illegible] છે—

— [illegible] ૧૦ (પ્ર [illegible] તથા [illegible] ઇતિહાસ [illegible]

કરાવ્યો, શત્રુંજયાદિ તીર્થોની યાત્રા કરી વગેરેનું વર્ણન છે. આ મહેન્દ્રપ્રભ (મહેન્દ્ર) કે જેનો સ્વર્ગવાસ સં. ૧૪૪૪માં થયો તેણે તીર્થમાલા પ્રકરણ રચ્યું કે જેમાં શત્રુંજય, સુપાર્શ્વનાથ સ્તૂપ મથુરા, ભરૂચ, સ્તંભપુર-ખંભાત, પાવકગિરિ, સત્યપુર (સાચોર), જાલન-વાડ, નાગપ્રાગ, તારણગિરિ (તારંગા), જિન્નમાલ તથા આનંદપુર (વડનગર) વગેરે તીર્થોનું ઐતિહાસિક સ્થાન છે. પ્રાય તેમણેજ વિચારમંજરિકા પ્રા૦ માં રચી. તપાગચ્છના સોમતિલકસૂરિ શિષ્ય જયાનંદસૂરિ (આચાર્યપદ સં. ૧૪૨૦ સ્વ૦ ૧૪૪૧) એ સ્થૂલિભદ્ર ચરિત (પી ૫, ૨૨૬, વે. નં. ૧૦૯૦, પ્ર. ફી. ૬, દે લા) રચ્યું.

૬૫૨ ત૦ દેવસુંદરસૂરિ મહાપ્રભાવિક આચાર્ય થયા. તેમણે અનેક પુસ્તકો તાડપત્ર પર હતા તેને કાગળપર લખાવી તેનો ઉદ્ધાર કર્યો જણાય છે. તેમની આજ્ઞાથી સં. ૧૪૪૪ માં એક શ્રાવિકાએ જ્યોતિષ્કરંડવિવૃત્તિ, તીર્થકલ્પ, ચૈત્યવંદન ચૂર્ણિ આદિ તાડપત્રપર લખાવ્યાની નોંધ છે (જુઓ કા. છાણી ભં. માની એક વૃત્તિની પ્રતની પ્રશસ્તિ) તેમને અનેક વિદ્વાન્ આચાર્ય શિષ્યો હતા-જ્ઞાનસાગર, કુલમંડન, ગુણરત્ન, સાધુરત્ન, અને સોમસુંદર

૬૫૩ આ પૈકી જ્ઞાનસાગરસૂરિએ સં. ૧૪૪૦માં આવશ્યક પર અવચૂર્ણિ, સં. ૧૪૪૧ માં ઉત્તરાધ્યયન સૂત્રપર અવચૂર્ણિ (પી ૨, નં. ૨૮૪), તથા ઓઘનિર્યુક્તિ પર અવચૂરિ (બુહ. ૭ નં. ન ૧૮), અને સ્તવો-મુનિસુવ્રતસ્તવ, ઘનૌઘ નવખંડ પાર્શ્વનાથસ્તવ આદિ રચેલ છે. કુલમંડને સં. ૧૪૪૩ (ગમાગ્નિધરાબ્દ) માં વિચારામૃત સંગ્રહ (કા વડો), પ્રવચન પાક્ષિકાદિ ૨૫ અધિકારવાળા આલાપક નામે સિદ્ધાન્તાલાપકોદ્ધાર, તેમજ પ્રજ્ઞાપનાસૂત્ર તથા પ્રતિક્રમણસૂત્ર પર અવચૂર્ણિઓ, કલ્પસૂત્રપર અવચૂર્ણિ (ડો ભાવ), પ્રા કાયસ્થિતિ-સ્તોત્રપર અવચૂરિ (વે નં. ૧૮૦૨, પ્ર આ૦ સભા સં. ૧૯૬૮) તથા નાના સ્તવનો-વિશ્વશ્રીધરેત્યાદ્યષ્ટાદશારચક્રબંધ સ્તવ, ગરિયો-હારબંધસ્તવ વગેરેની રચના કરી સોમસુંદરસૂરિના શિષ્ય મુનિસુંદરે

તો આ કથાઓ ઘડાઈ નહોતી તેથી પૃથ્વીરાજરાસાનું પૃથ્વીરાજે કનોજ જઇ જયચંદ સાથે ભીષણ યુદ્ધ કર્યાનું કથન માનવાયોગ્ય નથી[૪૩૯]

૬૫૫ આ સમયમાં તાડપત્રપર પ્રતો લખાઇ તે પૈકી જે જણાઇ તે એ છે કે —સં ૧૪૦૪માં પર્યુષણાકલ્પ અને કાલિકાચાર્ય કથાનક (જે ૩૪), ૧૪૦૯માં કનાવા ગ્રામે તિલકાચાર્યકૃત સામાચારી (જે ૨૨), ૧૪૧૨માં સિદ્ધપ્રાભૃતવૃત્તિ અને નિરયાવલી શ્રુતસ્કંધ (જે ૩૩), ૧૪૧૮માં બીબાગ્રામમાં ઉદયસિંહાચાર્યકૃત ધર્મવિધિવૃત્તિ, ૧૪૨૩માં શતકચૂર્ણિ (જે ૩૬), ૧૪૨૫માં મલધારી હેમચંદ્રકૃત ઉપદેશમાલા-પુષ્પમાલા પર વૃત્તિ (પી ૫, ૯૯), ૧૪૪૫માં સ્તંભતીર્થમાં આવશ્યકનિર્યુક્તિ સહિત તિલકાચાર્યની ટીકા (પી ૧, ૯), ૧૪૫૪માં સ્તંભતીર્થમાં શીલાચાર્યકૃત સૂત્રકૃતાંગ ટીકા (પી ૫, ૭૧) અને ઉત્તરાધ્યયન બૃહદ્વૃત્તિ (જે ૪૩) વગેરે

૬૫૬ **જૂની ગુજરાતીનું સાહિત્ય**—સં ૧૪૧૧ દીપોત્સવ દિવસ અણહિલપત્તનમાં પાતશાહ **પીરોજસાહિ** રાજ્યે ચંદ્રગચ્છના ખરતરગચ્છાધિપતિ જિનચંદ્રસૂરિના શિષ્ય **તરુણપ્રભસૂરિએ** ઠક્કુર બલિરાજની અભ્યર્થનાથી ષડાવશ્યક વૃત્તિ પર બાલાવબોધ-શ્રાવક પ્રતિક્રમણસૂત્ર વિવરણ રચ્યું આ સૂરિના વિદ્યાગુરુ **યશકીર્તિ** અને રાજેન્દ્રચંદ્રસૂરિ હતા પ્રચલિત લોક ભાષામાં ગદ્યમય અર્થ પૂરનાર ગ્રંથો બાલાવબોધ સ્તબુક (ટબો), 'વાર્તિક' કહેવામાં આવે છે પંદરમા શતકમાં આ રીતે ગદ્યમય ભાષામાં વિશેષ લખવાનો આરંભ થયો અને તેવો પહેલો ગ્રંથ આ જણાય છે

[illegible] **[illegible]રાતીનું કાવ્યસાહિત્ય**—પણ જૈનોના હાથે આ [illegible] જાતનો આ [illegible] તેમજ આ પંદરમા [illegible] ભા[illegible] ગળતો નથી જૈનોરચિત [illegible]—ઉપયુક્ત મલધારી રાજશેખર-

[૪૩૯] [illegible] લેખ [illegible] સંવતની કલ્પના' ના પ્ર[illegible] [illegible] ૧, ૮ ૬૧૬

વ્યનો નાયક રણથંભપુર (રણથંભોર) નો હમ્મીર-ચૌહાણ છે અને તે હિંદી ગીતોમાં પ્રસિદ્ધ છે જેણે ઘણા શૂરવીર પુરુષોએ મુસલમાનો સાથે લડવામાં યુદ્ધ કરી પોતાની સ્વતંત્રતાની રક્ષા અર્થે પ્રાણ આપ્યા તે પૈકી એક આ હમ્મીર છે અલાઉદ્દીનના ગાદીએ બેઠે ત્રીજું વર્ષ થયું ત્યાં એક આશ્રિતનું તેણે અપમાન કર્યું તેથી તે આશ્રિતે હમ્મીરનું શરણ લીધું તે વખતે હમ્મીરનો રાજ્યભોગનો કિસ્સો હિંદના મશહૂર કિસ્સાઓમાંનો એક હતો તે શરણાગત આશ્રિતને પાછો સોંપવાનું હમ્મીરને કહેતાં હમ્મીરે ના પાડી અને લડાઈ થતાં તે, બહાર લડતાં મરાયો અને તેના કુટુંબની સ્ત્રીઓ તેની પાછળ સતી થઈ એ વીરના બની ગયાની એક બિરદાવલી છે (પ્ર. નીલકંઠ જનાર્દન કીર્તને સન ૧૮૭૯) તેમાં કીર્તને જણાવે છે કે-'આ કૃતિ એક કાવ્ય તરીકે પુષ્કળ ગુણો ધરાવે છે અને સંસ્કૃત સાહિત્યના ગ્રંથોમાં ભાગ્યે જ મળી આવતાં ઐતિહાસિક કાવ્યો પૈકીનું એક છે નાયકના સમયમાં કવિ નથી થયો, છતાં તે સમકાલીન કવિ કરતાં ઓછી ઐતિહાસિક મહત્તાવાળું નથી કવિ ધર્મથી જૈન છતાં હિંદુ દેવોમાંના મુખ્ય ગણાતા દેવોના આશીર્વાદ લેવા માટે તેણે શ્લોક રચ્યા છે કે જે હિંદુ દેવો અને જૈનોના કેટલાક તીર્થંકરો એમ બંનેને લાગુ પડે છે તે સૂચવે છે કે કવિના સમયમાં વિચારસ્વાતંત્ર્યનો જમાનો હતો અથવા કવિ દ્વિઅર્થના શ્લોકો રચવામાં કુશળ હતા કે જૈન તેમજ અન્ય હિંદુદેવને લાગુ પડે'[૪૩૮] આ કાવ્યમાં પ્રસિદ્ધ પૃથ્વીરાજનું પણ વિસ્તૃત વૃત્તાન્ત છે રંભામંજરી નાટિકાનો નાયક જયચંદ્રને (જૈત્રચંદ્રને) બનાવ્યો છે આ બંનેમાં ક્યાંય પૃથ્વીરાજ અને જયચંદ વચ્ચેની લડાઈ, જયચંદનો રાજસૂય યજ્ઞ કે સંયોગિતાના સ્વયંવરનો ઉલ્લેખ કર્યો નથી તેથી જણાય છે કે આ સમય સુધી

૪૩૮ જુઓ રા. કીર્તનની અંગ્રેજી પ્રસ્તાવનાનો સાર અમે કરી 'નયચંદ્રસૂરિકૃત હમ્મીર મહાકાવ્ય' એ નામે પ્રકટ કરેલ-'જૈનયુગ' સં. ૧૯૮૪ આષાઢ-શ્રાવણનો અંક

विरला जाणंति गुणा विरला विरयंति ललितकव्वाइ ।
विरला साहस्सधणा परदुक्खे दुक्खिआ विरला ॥
गाहाण रसा जुवईण विब्भमा कविअणस्स वयणाइ ।
कस्स न हरति हियय बालाण य मम्मणुल्लावा ? ॥

પાઇઅ કવ્વ સુગીત ધણુ, અગહ ઉટ્ઠિઅ ગેઉ,
ગોટ્ઠી સરિસી સજ્જણહં, રયણચઉક્કઉં એઉ

—ગુણોની કદર કરનારા કોઇ વિરલા હોય છે, લલિત કાવ્યો કોઈ વિરલા રચે છે, સાહસ રૂપી ધનવાળા કોઈ વિરલા છે, બીજાના દુ:ખમાં દુ:ખીઆ કોઈ વિરલા થાય છે

ગાથાના રસો, જુવતીના વિભ્રમો-વિલાસો, કવિજનના વચનો, અને બાળકોના મન્મન આલાપો—અવ્યક્ત વચનો કેનું હૃદય હરતા નથી ?

પ્રાકૃત કાવ્ય, સુગીત ભાર્યા, અગમાં ઉત્પન્ન થના ગીત, અને સજ્જન સાથેની ગોષ્ઠી એ ચાર રત્નો છે-રત્નચતુષ્ક-રત્નચોકડી છે

—સૂક્તમુક્તાવલી. કવિસૂક્તો ૪૯.

# વિભાગ ૫ મો

'ભાપા' સાહિત્યનો મધ્યકાલ.

# પ્રકરણ ૧ લું.

## સોમસુંદર-યુગ. [સં ૧૪૫૬ થી ૧૫૦૦]

### સોમસુંદર મુનિનું વૃત્તાન્ત.

जयति जिनार्हद्वाचो यो रविरिव निर्जितमलोघ ।
अपहृतदोषोत्पत्ति गततमसंतमसा गणाऽनुदितः ॥

—જેનો ઉદય (કેવલજ્ઞાનથી, માત્ર) આલોકમાં નિત્ય છે, જેની દોષની ઉત્પત્તિ વિનાશ પામી છે, જેનું સર્વ તમસ્-અપહાર દૂર થયેલ છે, જે મહા વિશેષે ઉદિત છે એવા નવીન-અપૂર્વ સૂર્ય તે વર્ધમાન જિન જયવંતા છે

—ગુણરત્નસૂરિકૃત ક્રિયારત્ન સમુચ્ચય સં ૧૪૬૬

धीर्यो गुरु सुरगुरु प्रतिमाप्रसरं, श्री सोमसुन्दरगुरु स्तुतिमातनोमि तम्।
यो गौतमस्य गणभृत्प्रवरस्य साम्यं, धत्ते कलियुगेऽत्र युगप्रधानः ॥

આ કલિયુગની વિશે 'યુગપ્રધાન' એવા જે ગુરુ, ગણધરોમાં શ્રેષ્ઠ એવા ગૌતમની તુલના-સમાનતાને ધારણ કરતા હતા તે કીર્તિવડે સુરરૂપ અને બુદ્ધિના ઉત્કર્ષથી બૃહસ્પતિરૂપ એવા શ્રી સોમસુન્દર ગુરુની હું સ્તુતિ કરું છું (સોમસૌભાગ્ય કાવ્ય ૧-૮)

अस्मिन् विस्मेरकर्त्तौ गुरौ च गच्छेऽप्यनुच्चमाहात्म्ये ।
नानापदप्रतिष्ठा महा गरिष्ठा अकारि ॥

—આ પ્રમાણે મોટા માહાત્મ્યવાળા તે ગુરુએ વિસ્મયકારક કાંતિવાળા પવિત્ર ગચ્છ (તપાગચ્છ) ને વિષે ઘણેથી અતિ મોટી વિવિધ પદવીઓની પ્રતિષ્ઠા કરાવી હતી (સો૦ સૌ૦ ૯, ૬૯)

ईदृक्प्रौढतमप्रतापविततिः सौभाग्यभाग्योन्नतिः
कीर्तिस्फूर्तिरनुत्तरा निरुपमा मूर्तिश्च सौम्याद्भुता ।
व्याख्यानस्य कला क्रिया च सकला गंभीरता धीरता
दृष्टा श्रीयुतसोमसुन्दरगुरोरन्यत्र विनाऽन्यत्र नो ॥

—એવી અતિ પ્રૌઢ પ્રતાપની વિસ્તૃતિ, એવી સૌભાગ્યભાગ્યની ઉન્નતિ, એવી કીર્તિની અતુલ સ્ફુર્તિ, એવી નિરૂપમ સૌમ્ય મૂર્તિ, એવી વ્યાખ્યાનની કલા, એવી સમગ્ર ક્રિયા, એવી ગંભીરતા, અને એવી ધીરતા શ્રીમત્ સોમસુન્દર ગુરુ વિના અન્યત્ર જોવામાં આવી નથી (સો૦ સૌ૦ ૯, ૧૦૭)

ગુણરાજ સઘપતિ થઇ અહિમ્મદપાતશાહ પાસેથી ઘણા માણસો સાથેનો કબાહિ વિગેરે ગજપોશાક મેળવી દારગતિ (ગવળી), સુભટો અને ઘોડેસ્વારો લઈ તીર્થયાત્રા કરવા માટેનું બાદશાહનુ ફરમાન લઇ વિરમગામ, ધધુકા, વલભીપુર થઇ શત્રુંજયની યાત્રા સૂરિ સાથે કરી ૧૬૫ મધુમતિ (મહુવા) આવી સૂરિ પાસે જિનસુદર વાચકને સૂરિપદ અપાવ્યુ ત્યાથી દેવપત્તન (પ્રભાસપાટણ), મ ગલપુર (માંગરોળ), જીર્ણદુર્ગ (જુનાગઢ) આવી ગિરનારની યાત્રા કરી ગુણરાજ પાછો સ્વનગર કર્ણાવતી આવ્યો પછી દેવકુલપાટકમા પુન સોમસુદરસૂરિ (ત્રીજી વખત) આવ્યા ત્યા લાખા રાજા (સ ૧૪૩૯–સ ૧૪૭૫) ના માન્ય એવા વીસલને ખીમાઇ નામની સ્ત્રીથી ધીર અને ચપક નામના પુત્રો હતા આચાર્યે વિશાલરાજને વાચક પદ આપ્યુ ને તેનો ઉત્સવ વીસલે કર્યો ચિત્રકુટ (ચિતોડ)મા વીસલે શ્રેયાસનાથનો વિહાર કરાવ્યો હતો વીસલના સ્વર્ગવાસ પછી તેની સ્ત્રી અને રામદેવની પુત્રી ખીતિ-ખીમાઈએ અને પુત્ર ચપકે ૯૩ આગળ પ્રમાણ અર્હતબિંબ (પાર્શ્વનાથનું–'ગુરુ ગુણરત્નાકર' પૃ ૧૨) ઘડાવી બીજા બે કાર્યોત્સર્ગસ્થ બિંબ સહિત ચૈત્યમા સ્થાપિત કર્યું અને તેનું 'મનોરથ કલ્પદ્રુમ' એવુ નામ આપ્યુ, તેમા સોમસુદર આચાર્યે પ્રતિષ્ઠા કરી[૪૪૫] વળી ચપકે કરેલા ઉત્સવપૂર્વક જિનકીર્તિ વાચકને સૂરિપદ અને બીજા કેટલાક મુનિઓને પડિતપદ અને કેટલાકને મુનિદીક્ષા આપી રાણપુરના ધરણ નામના સઘપતિના આગ્રહથી આચાર્ય રાણપુર (રાણકપુર–સાદડી પાસે, અમદાવાદથી ૩૦ ગાઉ દૂર) ગયા ને ત્યા ૮૪ સ્તભવાળી ધરણે બધાવેલી પૌષધશાળામા ઉતર્યા ધરણ કે

૪૪૫ આ મદિર વર્તમાનમા વિદ્યમાન નથી દેવકુલપાટકમા સ ૧૪૮૫ મા ઉક્ત ખીમાઇએ પોતાના પુત્ર સા ધીરા દીપા દાસા આદિ સાથે નદીશ્વરપટ્ટ કરાવેલો તે સોમસુંદરસૂરિએ પ્રતિષ્ઠિત કરીને તપાશ્રી સુપાર્શ્વદેવ પ્રાસાદમા સ્થાપિત કર્યો, અને સ ૧૪૯૪ મા ઉક્ત ધીરા પત્ની સા૦ રાજ રત્નાદે પુત્રી માલ્હણદેએ કરાવેલ આદિજિનની તે સૂરિએ પ્રતિષ્ઠા કરી એવા બે લેખો હાલમા મળી આવે છે જુઓ–'દેવકુલપાટક' પૃ ૧૨

થયો હતો પાટણ અને ખભાતના ગ્રથોનુ કાગળોપરનું સરકરણ ગૂજરાતમા તપાગચ્છના આચાર્ય દેવસુદર અને સોમસુન્દર સૂરિની મડળીએ કર્યું, અને રાજપુતાનામા જેસલમેરના શાસ્ત્રોનો સમુદ્ધાર ખરતરગચ્છના અધિપતિ જિનભદ્રસૂરિની મડળીએ કર્યો હતો ઐતિહાસિક ઉલ્લેખોથી જણાય છે કે આ સમયમા પુસ્તકોદ્ધારના કાર્યનો પ્રવાહ અતિ તીવ્રવેગથી વહેવા લાગ્યો હતો આ ૧૫ મી શતાબ્દીના મધ્ય અને અતમા કઇ લાખો પ્રતિઓ લખાઇ હશે તેવા ઉલ્લેખો પૈકીમા મ ૧૪૭૨મા ખભાતના મોઢ જ્ઞાતિના પર્વત[૪૪૮] નામના શેઠે જૈનોના ૧૧ મુખ્ય અગો-આગમો મોટો ખર્ચ કરી સોમસુદર સૂરિદ્વારા લખાવ્યા હતા મડલિક નામના સાડેરાના રહેવાસી પોરવાડ જૈને જયાનદસૂરિના ઉપદેશથી અનેક પુસ્તકોનુ લેખન કરાવ્યુ[૪૪૯]

૬૭૦ આ સમયમા તાડપત્રપર લખાયેલી પૈકી ઉપલબ્ધ પ્રતો નીચેની છે-સ ૧૪૫૮મા સોમપ્રભાચાર્યકૃત કુમારપાન પ્રતિબોધ-

૪૪૮ પર્વત અને તેના મોટાભાઇ કાન્હે સ ૧૪૬૮ અને તે પછીના બે વર્ષોમા પડેલા દુકાળમા પોતાના ધનથી જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારના સત્રાગાર-દાનશાળા માડી હતી તથા શત્રુજય ગિરનાર આબુ જીરાપલ્લિપાર્શ્વનાથ (જીરાવલા) આદિ અનેક તીર્થક્ષેત્રોમા તથા અન્ય સત્કાર્યોમા ઘણુ દ્રવ્ય ખર્ચ્યું હતુ જુઓ જૈન શ્વે કૉ હેરલ્ડ ઑગસ્ટ-સપ્ટેબર ૧૯૧૩ નો સયુક્ત અક પૃ ૪૨૮-૪૩૨ 'એક ઐતિહાસિક પ્રશસ્તિ.'

૪૪૯ પેથડ(જુઓ પારા ૬૨૪)ના પ્રપૌત્ર મડલિકે ગિરનાર આબુ આદિતીર્થોમા ચૈત્યોનો ઉદ્ધાર કરાવ્યો તથા અનેક ગામોમાં ધર્મશાળાઓ કરાવી તે અનેક રાજાઓને માનીતો હતો વિ સ ૧૪૬૮ના દુકાળ વખતે લોકોને અન્નાદિ આપી મદદ કરી સ ૧૪૭૭મા શત્રુંજય આદિ મહાતીર્થોની યાત્રા કરી અને જયાનદસૂરિના ઉપદેશથી ગ્રથલેખન સઘભક્તિ આદિ ધર્મકૃત્યો કર્યા-જુઓ મુનિ પુણ્યવિજયનો લેખ 'એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ'-પુરાતત્ત્વ પુ ૧-૧

પ્રસિદ્ધ સોમસુંદર સૂરિના ઉપદેશથી પ્રતિબોધ પામી ત્યાં ઉંચા શિખરથી વીરાજતો જૈનપ્રાસાદ બંધાવ્યો કે જેમાં શ્રી રાજહંસ વિબુધે (ઉપાધ્યાયે) પ્રતિષ્ઠા કરી આ સૂરિના અનેક વિદ્વાન્ સમૃદ્ધ શ્રાવકો હતા આ સૂરિ સં ૧૪૯૯ માં સ્વર્ગસ્થ થયા ''

૬૬૭ વિશેષમાં આ યુગમાં ખાસ ભવ્ય અને કલાકૌશલ્યવાળાં મંદિરો માટેના સ્થળો ગૂજરાતની સીમાપાર અને આસપાસ પણ શોધાયા જેમ નગરના સં ૧૪૭૩ માં ત્યાંના ધર્મપ્રેમી રાજા લક્ષ્મણના નામથી 'લક્ષ્મણવિહાર' નામનું પાર્શ્વજિનાલય ખ૦ જિનવર્દ્ધનસૂરિએ પ્રતિષ્ઠિત કર્યું રાણપુરનું મંદિર સં ૧૪૯૬ માં ધરણાશાએ કરેલું તે ઉપર કહેવાઇ ગયું છે

૬૬૮ આ જ સમયમાં અહમદશાહ બીજાએ અમદાવાદમાં જુમામસીદ બંધાવી કે જે ત્યાં સ્થાપત્યની દૃષ્ટિએ મુખ્ય ધ્યાન ખેંચે એવી છે 'આ બંને મકાનો (આ મસ્જિદ અને ઉક્ત રાણકપુર મંદિર) સમકાલીન હોવા છતાં એ જૈનમંદિર આ મસીદના કરતા વધારે સારું અને ભવ્ય લાગે છે, કારણ કે તેમાં ખરેખરી કળા છે'[447]

૬૬૯ જૈન સાધુઓએ પુસ્તકોનું લખાવવું અને સંઘરવું ખાસ આવશ્યક ગણીને તે માટે બહુ ભગીરથ પ્રયાસ સેવ્યો છે પહેલાં ઘણું કરી તાડપત્રો પર જ ગ્રંથો લખવાની પ્રથા હતી, પરંતુ આ સમયમાં તે પ્રથામાં ઘણો મોટો ફેરફાર થયો આ વખતે કાં તો તાડપત્રોની પ્રાપ્તિ દુર્લભ થઈ ગઇ હોય, યા તો કાગળોની પ્રવૃત્તિ વિશેષ વધી ગઇ હોય–ગમે તે હો, પરંતુ આ અરસામાં તાડપત્રોપર લખવું એકદમ પ્રાય બંધ થયું અને તેનું સ્થાન કાગળોએ લીધું તાડપત્રપર જેટલા જૂના ગ્રંથ લખાયા હતા તે સર્વની નકલ આ સમયમાં કાગળ પર કરવામાં આવી હતી ગૂજરાત અને રાજપૂતાનાના પ્રસિદ્ધ ભંડારોની તાડપ્રતોનો આ એક જ સમયમાં એકી સાથે જીર્ણોદ્ધાર

૪૪૭ રા ગજાનન પાઠકનો લેખ નામે 'ગુજરાતનું સ્થાપત્ય'–સુરત ગૂ સા પરિષદ્‌નો અહેવાલ

હેમકુમારગણિને ભણાવીયમા (પા ભા ), સં ૧૪૮૬મા સ્વાનાગ પગની અજયદેવની વૃત્તિ ( જે ૪૦ ), ૧૪૮૭ના આવશ્યકચૂર્ણિ (જે ૩૬), ને ૧૪૮૮મા વિશેષાવશ્યક વૃત્તિનો પ્રથમ ખડ (જે ૩૭), લઘુકલ્પભાષ્ય (જે ૪૧), આપપનિક અને જબુદ્વીપ પગની વૃત્તિઓ (જે ૪૩), મલયગિરિકૃત નદિટીકા (જે ૧૩), અગવિદ્યા (જે ૧૫), અભયદેવકૃત ભગવતી વૃત્તિ (જે ૪૮), ચદ્રપ્રજ્ઞપ્તિટીકા ભણાવીયમા (જે ૨૩), ને ૧૪૮૯મા હરિભદ્રી જીવાભિગમ લઘુ-વૃત્તિ-જબુદ્વીપ પ્રજ્ઞપ્તિ અને તે પગની ચૂર્ણિ (જે ૩૩), ઉત્તરાધ્યયન ચૂર્ણિ (જે ૩૪), દશવૈકાલિક ચૂર્ણિ (જે ૩૪), પિંડનિર્યુક્તિ-લઘુવૃત્તિ અને તેપગની મલયગિરિ વૃત્તિ (જે ૩૯), જીવાભિગમ-વૃત્તિ, બૃહત્કલ્પવૃત્તિનો તૃતીયખડ (જે ૪૨), ભણાવીયમા આવશ્યક પર હરિભદ્રકૃત ટીકા (જે ૯), ન્યાયાવતારવૃત્તિ ટિપ્પણ (જે ૪), સૂર્યપ્રજ્ઞપ્તિ ટીકા ભણાવીયમા (જે ૨૪), સં ૧૪૯૦ મા ખ જિનભદ્રસૂરિના ઉપદેશથી હેમચદ્ર કૃત છદોનુશાસનવૃત્તિ (જે ૮), વ્યવહારચૂર્ણિ (જે ૧૯), વ્યવહાર પર મલયગિરિની વૃત્તિનો દ્વિતીયખડ (જે ૩૬), બૃહત્કલ્પવૃત્તિનો દ્વિતીય ખડ (જે ૪૨), દશાશ્રુતસ્કધ ચૂર્ણિ નિર્યુક્તિ, પચકલ્પભાષ્યની ચૂર્ણિ (જે ૪૨) વ્યવહારભાષ્ય અને દશાશ્રુતસ્કધ નિર્યુક્તિ વૃત્તિ(?) (જે ૪૩), ન્યાયપ્રવેશપજિકા (જે ૩૧), ૧૪૯૧મા સ્તભતીર્થે જિનભદ્રસૂરિના કોશ માટે ઉત્તરાધ્યયન ટીકા (જે ૧૨), શાંત્યાચાર્યકૃત ઉત્તરાધ્યયન વૃત્તિ (જે ૩૮), સં ૧૪૯૨મા શાંત્યાચાર્યકૃત આચારાગ વૃત્તિ (જે ૪૨) અને સં ૧૪૯૩મા સ્તભતીર્થે જિનભદ્રસૂરિના કોશ માટે સર્વસિદ્ધાત વિષમપદ પર્યાય (જે ૨૩), વગેરે

૬૭૧ પ્રાય આ સોમસુદરના સમયમા ઇડરમા દિગબરી ભટ્ટારકોની ગાદી સ્થપાઇ અને ત્યાર પછી સોઝીત્રામા પણ થઇ

---

ઉત્તમકુમારચરિત્ર (પી ૧, ન ૨૪૪), શીલપર શ્રીપાલગોપાલકથા (વિ ન ૧૭૬૧ પ્ર આત્માનંદ જય ગ્ર ડભોઈ), ચંપક શ્રેષ્ઠી કથા, પંચજિનસ્તવ, સં ૧૪૯૭ માં ધન્યકુમારચરિત્ર-દાનકલ્પદ્રુમ ૪૫૧ (ગુ ન ૧૪-૬), સં ૧૪૯૮ (મનુનંદાશ્રક વર્ષે ?) માં શ્રાદ્ધગુણસંગ્રહ (બુહ્ ૬ ન ૬૭૫) રચ્યાં.

૬૭૯ પાંચમા શિષ્ય રત્નશેખરસૂરિએ 'બાલપણમાં પણ દક્ષિણ દિશાના (મેદપુર આદિના-ગુરુગુણ રત્નાકર કાવ્ય પૃ ૧૭) વાદીઓને જીત્યા હતા' અને ષડાવશ્યકવૃત્તિ, શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રપર વૃત્તિ નામે અર્થદીપિકા સં ૧૪૯૬ માં કે જેને લક્ષ્મીભદ્રગણિએ શોધી હતી (ભા ૪, ૪૬૪ પ્ર દે લા ન ૪૮), શ્રાદ્ધવિધિવૃત્તિ-વિધિ કૌમુદી નામની વૃત્તિ સં ૧૫૦૬ માં (પ્ર આ સભા ન ૪૮ ગૂ ભા 'જૈનગ્રંથાવલી ન ૩), આચારપ્રદીપ ૪૦૬૫ શ્લોક પ્રમાણ સં ૧૫૧૬ માં (ભા ૬, ૪૦ પ્ર દે લા ન ૭૧) કે જેમાં જિનહંસગણિએ શોધન લેખનાદિમાં સહાય કરી હતી, તે અન્યકર્તાના કહેવા પ્રમાણે હૈમવ્યાકરણ પર અવચૂરિ, પ્રબોધચંદ્રોદય વૃત્તિ આદિ ગ્રંથ રચ્યા. તેને સ્તંભતીર્થમાં બાંબી નામના દ્વિજભટ્ટે 'બાલસરસ્વતી' નામનું બિરૂદ આપ્યું હતું (ધર્મસાગર ગુર્વાવલી શ્લોક ૫) પોતે પોતાને મુનિસુંદર સૂરિના પણ શિષ્ય કહાવે છે (શ્રાદ્ધવિધિપ્રશસ્તિમાં)

૬૮૦ સોમસુંદરના સમર્થ શિષ્ય પ્રશિષ્યાદિના સમુદાયમાં [illegible] નામગચ્છ શુભરત્ન, સોમદેવ, સોમજય, [illegible] જિનમંડન [illegible] સત્યશેખર, હેમહંસ, પુણ્ય[illegible] [illegible] અને ચારિત્રરાજ કે જેમણે [illegible] શ્રુતશેખર, વીરશેખર, સોમશેખર, જ્ઞાન[illegible] હર્ષભૂષણ, હર્ષવીર,

૪૫૧ [illegible] મધ્યમાં ત૦ જ્ઞાનસાગર [illegible] (વિ ન ૧૩૯૨).

ગણિની ટીકા પર આધાર રાખી અવચૂર્ણિ (ડી૦ ભાવ), તથા તે વખતમાં દેવેન્દ્રસૂરિ કૃત કર્મગ્રંથો પર અવચૂરિઓ, આતુરપ્રત્યાખ્યાન, ચતુઃશરણ, સંસ્તારક અને ભક્તપરિજ્ઞા એ ચાર પયન્ના-પ્રકીર્ણકો પર અવચૂરિઓ તેમજ સોમતિલકના ક્ષેત્રસમાસ પર (પી ૬, ૪૨) અવચૂરિ, નવતત્ત્વ પર અવચૂરિ (વે નં ૧૬૭૨) રચી અને વા-ગોનિકાદિ પ્રમાણ-અંગવ્યવસ્થાન નિરાકરણ (બુદ્ ૮, નં ૩૯૮) રચ્યું વળી ઓઘ નિર્યુક્તિનો ઉદ્ધાર કર્યો વળી તેમના બે મહાન્ ગ્રંથો એક વ્યાકરણ પર અને બીજો દર્શન ગ્રંથ પર છે તેના નામ ક્રિયારત્ન સમુચ્ચય (પી ૬, ૧૭ ને ૧૯, પ્ર ૫ મ નં ૧૦) અને હરિભદ્રકૃત ષડ્દર્શનસમુચ્ચય પર તર્કરહસ્ય દીપિકા નામની ટીકા છે ક્રિયારત્ન-સમુચ્ચય તે સિદ્ધહેમ વ્યાકરણમાંથી બહુ ઉપયોગી ધાતુઓ લઈ તેના દશગણના ગણવાર રૂપો સહિત નવેસર તેની રીતે આપીને સં. ૧૪૬૬ મા સ્વગુરુ દેવસુન્દરસૂરિના નિદેશથી રચ્યો છે૪૫૦ અને ષડ્દર્શન-સમુચ્ચય પરની ટીકામાં બૌદ્ધ તાર્કિકો નામે શૌદ્ધોદનિ, ધર્મોત્તરાચાર્ય, ધર્મકીર્તિ, પ્રજ્ઞાકર, દિઙ્નાગ આદિ, તથા પુરાણ બ્રાહ્મણ ગ્રંથકારો જેવા કે અક્ષપાદ, વાત્સ્યાયન, ઉદ્યોતકર, વાચસ્પતિ, ઉદયન, શ્રીકંઠ, અભયતિલકોપાધ્યાય, જયન્ત આદિનો ઉલ્લેખ કર્યો છે (પ્ર ડા સ્વાલિ સંશોધિત બિ૦ ઈ મા, તથા જૈ આ સભા, વે નં ૧૬૬૭ ૬૯)

૬૭૩ સોમસુન્દરસૂરિના વિદ્વાન્ શિષ્યોનો પરિવાર મોટો હતો પોતાના તેમજ પોતાના ગુરુના શિષ્યો પૈકી અનેકને તેમણે પોતે આચાર્યપદ આપ્યા હતા તેમના શિષ્યો જબરા લેખકો, ઉપદેશકો, વાદીઓ અને ગ્રંથકારો હતા

૪૫૦ આ ગ્રંથની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે ઇલદુર્ગ (ઇડર)ના રાજાના માન્ય એવા વાછા નામના સંઘપતિના પુત્ર સાધુ વીસલે આની પ્રથમની દશ પ્રતિઓ લખાવરાવી (જુઓ ટિપ્પણ ૪૪૧) આ ગ્રંથકર્તાના પ્રતિષ્ઠા-લેખો સં ૧૪૬૯ના માટે જુઓ બુ ૧, ૧૨૦૧, બુ ૨, ૧૨૦

